૧૧૧૮

# મેંગાર અંક

શ્રી મોચી પત્રિકા હિતાર્થે

# આના માળા

યતો ધર્મો સ્તતો જય:

માળા ૧લી. સં. ૧૯૮૦ કારતક, મણકો ૪ થો,

## આદર્શ મહાન પુરૂષ.

## મહાશય મેંગાર ભાઈ,

અને પ્રભુ પ્રાર્થના.

મુંબઈ નં. ૨ જો.

આનામાળા મળવાના ઠેકાણા છે તેજ પ્રમાણે ત્રીજા મણકામાં જોઈ લેજો

વાર્ષિક લવાજમ મુંબઈમાં ૦-૧૨-૦
મુંબઈ બહાર રૂા. ૧-૦-૦ પોસ્ટ માફ:



ખંગારભાઈ મોનજી ભરતવાળા.

# પુષ્પાંજલિ

---

હવી—હે વીરનર ! સ્વજ્ઞાતિને સુપંથે ચઢાવનાર, જ્ઞાતિમય સ્વરાજ, હક ઇચ્છનાર, સ્વધર્મ, સ્વમાન, સ્વદેશાભિમાન રાખનાર, તારા મુખ કમળથી જ્ઞાનામૃતનો, નિર્મળતાનો, ઝરો રેલાવનાર, અનાથોની વ્હારે ધાનાર, આપખુદ સત્તાધિકારીઓના અન્યાયમાં ન્યાયને માટે, શીર ઝૂકાવનાર, તારી અલૌકિક ચૈતનશક્તિથી શયતાની, સત્તાને હંફાવનાર, ઓ વીર ! ઓ વીર ! આ પુષ્પમાળા તારા સિવાય કોને શોભે ? અસ્તુ !

**શાંતિ ! શાંતિ !!**

# આ માળાના મણકા નીચેને ઠેકાણેથી મળશે.

શા. પુરૂષોતમ લલ્લુભાઈ. ગુમ. ઠે. ખત્રીવાડ વલસાડ
શા. ગોરધનભાઇ હ્યુ. ઠે. કણપીઠ બજાર સુરત.
શા. ચુનીલાલ શામજી. મીસ્ત્રી. ઠે. વડવામાં ભાવનગર
શા. ગાંડાલાલ કાળીદાસ. ઠે. કનોપોર બજાર ભરૂચ
શા. મોહનભાઈ પીતાંબર. ઠે. મોચીબજાર જેતપુર
(કાઠીનું)
શા. રાઘવજી મોનજી જરાદી. ઠે. યુસુફ સ્ટ્રીટ રામબાગ
કરાંચી સીટી.
શા. નાગરદાસ. એલ. ખંભાતા. ઠે. કાલબાદેવી,
મુંબઇ નં. ૨.
શા. ગોવીંદજી પ્રાગજી અગરચાં. ઠે. ન્યુ ચીંચ
બંદર બાબુ બીલ્ડીંગ મુંબઈ નં. ૯

# પ્રકાશકના બે બોલ.

આત્મ બંધુ વાંચક—આ માળાનો ચોથો મણકો આપના હસ્ત કમળમાં જ્યારે આવશે ત્યારે તેનું એકાંત મનથી વાચન કરી, તેનો સ્વાનુભવે વિચાર કરી જોશો, તો કંઇક આપણા હૃદયમાં નવીન જાણવાનું મળી આવશે. આધુનિક નવયુગમાં જે કાંઇ આપણી જ્ઞાતિમાં સુધારા વિશે ચળવળ થઇ રહી છે અને જૂની રૂઢીની અજાનતામાંથી જાગૃતિમાં લાવનાર, દરેક હૃદયમાં જ્ઞાતિ હિત સેવા કાર્યના બીજ રોપનાર તે આદર્શ મહા પુરૂષનું જીવન અવલોકન કરતાં સુક્ષ્મ દ્રષ્ટિએ વિચારશો તો આપોઆપ અનુભવમાં આવશે કે જ્ઞાતિમાં કલ્યાણના પ્રબળ બીજ રોપનાર ભાઇ શ્રી ખેંગાર જ છે.

લિ. પ્રકાશક



યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત :
અભ્યુત્થાનાય ધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્.

# પ્રભુ-પ્રાર્થનાવલી.

રાગ ભુજંગ—પ્રયાત છંદ

અખંડં ચિદાનંદદેવાધિદેવં,
મુનીંદ્રાદિ રૂદ્રાદિ ઇંદ્રાદિ સેવં.
મુનીંદ્રાદિ ઇંદ્રાદિ ચંદ્રાદિ મિત્રં,
નમસ્તે નમસ્તે નમસ્તે પવિત્રં. ૧
ધરા ત્વં જલાગ્નિ મરૂ ત્વં નભસ્ત્વં,
ઘટસ્ત્વં પટસ્ત્વં અણુ ત્વં મહત્ત્વં.
મનસ્ત્વં વચસ્ત્વં દૃશસ્ત્વં શ્રુતિસ્ત્વં,
નમસ્તે નમસ્તે નમસ્તે સમસ્ત્વં. ૨
અડોલં અતોલં અમોલં અમાનં,
અદેહં અછેહં અનેહં નિદાનં.
અજાપં અથાપં અપાપં અતાપં,
નમસ્તે નમસ્તે નમસ્તે અમાપં. ૩
ન ગ્રામં ન ધામં ન શીતં ન ઉષ્ણં,
ન રક્તં ન પીતં ન શ્વેતં ન કૃષ્ણં.
ન શેષં અશેષં નરૂપં ન રૂપં,
નમસ્તે નમસ્તે નમસ્તે અનૂપં. ૪

ન છાયા ન માયા ન દેશો ન કાલો,
ન જાગ્રં ન સ્વપ્નં ન વૃદ્ધો ન બાલો.
ન હ્રસ્વં ન દીર્ઘં ન રમ્યં અરમ્યં,
નમસ્તે નમસ્તે નમસ્તે અગમ્યં. ૫
ન અંધં ન મુક્તં ન મૌનં ન વક્તં,
ન ક્રૂમ ન તેજો ન યામી ન નક્તં.
ન યુક્તં અયુક્તં ન રક્તં વિરક્તં,
નમસ્તે નમસ્તે નમસ્તે અશક્તં. ૬
ન રૂષ્ટં ન મુષ્ટં પ્રષ્ટં અનિષ્ટં,
ન જ્યેષ્ટ ન કનિષ્ટં ન મિષ્ટં અમિષ્ટં.
ન અસ્થં ન પુષ્ટં ન તુલ્યં ન ચેષ્ટં,
નમસ્તે નમસ્તે નમસ્તે અચીષ્ટં. ૭
ન ચક્ષું ન ઘ્રાણું ન કર્ણું ન અક્ષં,
ન હસ્તં ન પાદં ન શીર્ષં ન લક્ષં.
કથં સુંદરં સુંદરં નામ ધેયં,
નમસ્તે નમસ્તે નમસ્તે પ્રેમદં. ૮

## સ્વભોગ અંજલિ.

અંતરમાંરે, જ્ઞાતિદાઝ નવ જાગી. (બેવાર)
ઉન્નતિની ભૂખ નવ ભાંગી.
તો સુધારા કરવા ઇચ્છો છોરે,
પણ આપ ભોગથી ડરો છોરે.
ત્યાં સુધી રે, નથી ઉન્નતિ તમારી (૨)
માટે દુ:ખ શરણુ નર નારી.—અંતરમાંરે. ૧
આજે જ્ઞાતિ દુ:ખી થાપે રે,
તે માટે રે, કમર તમારી કસજો. (૨)
એ ફરજ તમારી સમજજો--અંતરમાં રે. ૨
કુધારાઓ જ્ઞાતિને સાલેરે, ભોગ દીધા વિના કેમ ચાલેરે
તે માટે રે, જ્ઞાતિ બંધુઓ આવો, (૨)
જ્ઞાતિ અભિમાન બતાવો--અંતરમાંરે, ૩
જ્યાં ત્યાં અન્યાય અટકાવો રે.
સાચા ન્યાયનો ડંકો બજાવોરે,
ઉન્નતિનુ રે, લેશું જરૂરનું ધારી.
ભોગ આપો તમો નર નારી--અંતરમાંરે, ૪

વોરદીલ વિઠલજી માધવજી અંધારીઆ કરાંચી

૧૧૧૮૨



# પ્રાતઃકાળે પ્રભુ પ્રાર્થના ૨જી

હે પ્રભુ ! મારી બુધ્ધિને એવી ફેરવી નાંખ કે હું તિરસ્કાર પામેલા જીવો સાથે આનંદ અને દુઃખીઓ સાથે રહેતાં સુખ પામું.

હે ભગવાન ! ક્ષુદ્ર જનની અવગણના કરવાનું, બળવાનના ચરણમાં આળોટવાનું મને વીર્ય ના દે. મને એવું બળ આપ કે હું નબળાંઓને મદદગાર થાઉં.

હે સર્વાંતર્યામી ! મને તે દિવ્ય દૃષ્ટિ આપ કે હું નીચમાં ઉચ્ચ જોઇ શકું, સકળ વસ્તુમાં ત્હારાંજ દર્શન કરૂં.

હે કરૂણાનિધિ ! નિર્ધનોનજ મારૂં ધન થઇ રહે, અને ધનવાનો નહિં પણ દરિદ્રિઓનો મને સેવક, દાસ થવા દે.

હે સર્જનહાર ! પરાધિનોનો આધિન મને કર. વૈર, અહંકાર છોડાવી એકાત્મ ભાવનાનો અનુભવ કરાવ.

હે દયાધન ! સંસારીક કૃત્યો કરતાં કરતાં પણ ત્હારૂં વિસ્મરણ ના થાય એવું ધ્યાન આપ.

હે જગદીશ ! મારી વાસનાઓ ટુંકી કરી, સંતોષનો મહા અધિકાર મને આપ.

હે શાંતિદાતા ! સૌના પ્રેમમાં ત્હારો પ્રેમ મ્હારા હૃદયમાં અચળ ટકી રહે એવી શાન્તિ તું મને આપ.

હે મંગળમય ! સંસારમાં રહીનેજ ત્હારી ભક્તિ કરીશ. સંસારને છોડી દીધે કાંઈ ત્હારી પ્રેમ ભક્તિ આદરતાં દુઃખ આવે, તો છો આવે.

હે વિભુ ! મારામાં એવો ગર્વ આપ જેનું કારણ તુંજ હો ! ઐહિક સૌ ગર્વ છોડી દઉં, પણ તારો ગર્વ ના છોડું એવું આત્મબળ આપ.

ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

હું છું, હૃદયેશ ! ત્હારો દાસાનુદાસ,

પુરૂષોત્તમ લલ્લુભાઈ ગુમના વંદન.

# આદર્શ જીવન.

**આદર્શ જીવન**

ઉપમાને લાયક આપણી જ્ઞાતિમાં કોઈ જન્મ્યું હોય તો તે ફક્ત **ખેંગારભાઇ માનજી ભરતવાળાજ છે. એ** જ્ઞાતિવીર ખેંગારભાઇનું લાંબુ વૃત્તાંત લખવાને મ્હને આ સ્થાને જરૂર ન હતી. એમના જીવનના કેટલાક પ્રસંગો આપણી જ્ઞાતિના માસિકપત્રો દ્વારા જાહેરમાં આવી ગયા હોય, છતાં આ એમના આદર્શ જીવનની યાદ માટેના **ખેંગાર અંકમાં** ભાઇ શ્રી ખેંગારનું જીવન લખવાથી સમસ્ત જ્ઞાતિ બંધુના હૃદયમાં સત્ય જીવનનું બીજ રોપાય એજ ભાવના મને આજે મ્હારી જાણશક્તિ અનુસાર વૃત્તાંત લખવા પ્રેરેછે.

વીર એંગારનો બહુ અંગત પરિચય ધરાવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયલું નહિ હોવાથી આ સ્થાને જે ખામીઓ રહી હોય તેને માટે હું ક્ષમા યાચી લઉં છું. ભવિષ્યમાં જો એમની સાધના પરિચયનો અપૂર્વ લાભ મળશે તો રહેલી ખામીઓ પૂર્ણ કરવા હું કચાશ રાખીશ નહિ.

જ્ઞાતિ વીર એંગારનો જન્મ સંવત ૧૯૫૬ના માહ માસમાં થયો હતો અને આશરે ૭-૮ વર્ષ સુધી ગ્રામ્ય જીવન ગાળી ગુજરાતી ૪ ચોપડી સુધી અભ્યાસ મેળવી સંવત ૧૯૬૪ ની સાલમાં પોતાના પૂજ્ય વડીલોની આજ્ઞા શીર ચઢાવી ધંધા અર્થે મુંબઇ નગરીમાં આવ્યા હતા. ત્યારથીજ જ્ઞાતિ હિત તેમજ દેશ હિતના કામોમાં ભાગ આપવાથી ક્રમેક્રમે જાહેરમાં આવ્યા એટલુંજ નહિ પણ નવુ નવા

સ્થાને જઈ યોગ્ય વસ્તુ જાણુવાથી તેને અમલમાં મૂકવા સતત પ્રયત્ન કરતા, અને સમય અનુકૂલ આવતાં ધારેલી ધારણાને પાર પાડતા. એજ પ્રબળ શક્તિએ સમસ્ત જ્ઞાતિના હૃદયને પોતા તરફ આકર્ષી વીરની ઉપમા મેળવી, અને સર્વના હૃદયપર સાદા પરંતુ સાચા જીવનની છાપ પાડી.

જ્યારે હોમ રૂલ( Home Rule )નું કાર્ય ભારત દેવી એનીબિઝાંટની આગેવાની હેઠળ પૂર જોશમાં ચાલતું હતું તે સમયે દેવી એનીબિઝાંટના ધાર્મિક મઠ ( થીઓસોફી સોસાયટી ) તરફથી બહાર પડતાં તેમજ મ. ગાંધીજી અને પટ્ટીયાર કૃત પુસ્તકોના અભ્યાસથી જેમ સૂર્યફૂલ અખંડ રાત્રિ નીચું નમી રહેછે પણ સૂર્યોદય થતાંજ પોતાની કુદરતી શક્તિ પેદા કરી ટટાર થાય છે તેમ-એમના હૃદયમાં

સત્ય વસ્તુનો ધૂંધવાતા અગ્નિએ પ્રબળ સ્વરૂપ પકડયું એટલુંજ નહિ પણ જેમ એક માણસ અન્ન જળાભાવે અશકત થઇ જમીન સુધી રહ્યો હોય અને તેને ખોરાક મળતાં વારજ સશકત થઇ પોતાનું આગલું સ્વરૂપ પકડે છે તેમ આપણા વીરના દેશ સેવાના ભૂખ્યા હૃદયને **નવજીવન** જેવો પૌષ્ટિક ખોરાક મળી આવતાં જ્ઞાતિ સ્વરાજ હાથ કરવા કુંડો ઉગામ્યો.

જે કાળથી રાષ્ટ્રીય કાર્યમાં ભાગ લેવો શરૂ કર્યો ત્યારથી

**આપણે ઉત્તમ કયારે થઇએ ?**
**આપણે આગળ કયારે વધીએ ?**

આપણી જ્ઞાતિમાં જડઘાલી ગયેલી અજ્ઞાનતાનો નાશ કેમ થાય ?

આપણે પ્રેમ માર્ગમાં પ્રયાણ કેવી રીતે કરીએ વિ. વિ. ઉત્તમોતમ વિચાર માળા-

ઓનો અહર્નિશ જાપ જપવો તેમણે શરૂ કર્યો. અને એ ઉત્તમ વિચારને અંગે ફુરસદની વેળા એકાંતમાં કે શહેર બહાર ફરવા જતાં અમુક કલાકો સુધીની એકાગ્રતાજ એમનું ઉત્તમ ચરિત્ર પૂરવાર કરવાને બસ હતી.

જેમ પ્રેમી પતંગીયું પુષ્પ ખીલતાંજ પોતાના જાનની પરવા કર્યા વિના પુષ્પ સુવાસમાં મુગ્ધ થાય છે તેમ **શ્રી મુંબાઈ ગુજરાતી મોચી મિત્ર મંડળની** સ્થાપના થતાં વારજ માન કે આમંત્રણ નિમંત્રણની દરકાર રાખ્યા વિણ જ્ઞાતિ સેવાની અમૂલ્ય તક મળી આવતાં ઉકત મંડળમાં આગેવાની ભર્યો ભાગ તેમણે લેવા માંડયો એ આગેવાનીમાં અનેકાનેક માર્ગમાંના સંકટ અને વિઘ્નો સામે અખંડિત શસ્ત્રરૂપ **આત્મબળ** વાપરી મંડળનું કામ ચાલુ રાખ્યું.

એટલેથી એમના હૃદયને શાંતિ ન વળી તેમ નાગપુર રાષ્ટ્રીયધ્વજની લડત જાગતાંજ અંગત સ્વાર્થની લેશ પણ પરવા કર્યા વિના દેશ સેવામાં ઝંપલાવી ૧૩ માસની કેદની સજા મેળવી (જેનો સવિસ્તાર એહવાલ આપણે મોચી પત્રિકા તેમજ બીજાં માસિકોમાં વાંચી ગયા છીએ) પરંતુ सत्यमेव जयते એ સૂત્ર સાચું કર્યું અને સરકારે દમનનીતિ બંધ કરી લગભગ ૧॥ માસમાંજ એઓશ્રીને મુક્ત કર્યા.

વધુમાં જ્યારે જ્યારે આપણે કોઈ જેલની મુલાકાત લઈ આવેલ ગૃહસ્થને પૂછીએ તો "જેલ અને જમપુરીમાં કશો ફરક નથી" એવો સવિસ્તાર ચીતાર દોરે છે અને અનેક કષ્ટોનું વર્ણન કરી જેલના બીન અનુભવીઓના હૃદયમાં નાહિંમતનું બીજ રોપે છે જ્યારે આપણા વીર એંગારના શબ્દમાં તેવું કશું જણાતું

નથી એજ એઓશ્રીની અજબ શકિત પૂરવાર કરી આપે છે અને એજ શક્તિકારક પાઠ શિખવી રહ્યું છે.

જેલથી પાછા વળતાં મુંબાઈ, સુરત, વલસાડ તેમજ પારડીના જાતિ મંડળોએ એમની સારી કદર કરી સહર્ષ માનપત્રો એનાયત કર્યાં હતાં જે માન પત્રોના ઉત્તરમાં નિકળેલા એમના ઉચ્ચ ઉદ્દગારો હૃદય દ્વાર પર જડી રાખવા લાયક સમજી અહિં આપવા ઉચિત ધારૂં છું:—

તમોએ મને જે માન આપ્યું છે તે માનને હું લાયક નથી પરંતુ તમારા શુધ્ધ પ્રેમ બળ આગળ એ માનનો અનાદર કરવા મ્હારૂં હૃદય કબુલ કરી શકતું નથી. છતાં એ અંગે હું કહીશ કે:-

તમે ખાદી વાપરો.

પોતાથી બનતો રાષ્ટ્રીય કાર્યમાં ભાગ લ્યો.

જ્ઞાતિ અભિમાનને અચળ રાખી જ્ઞાતિ હિતના કાર્યમાં શક્તિ પ્રમાણે સંપૂર્ણ ઉત્સાહ સાથે ભાગ લ્યો.

તમારું ચરિત્ર શુદ્ધ રાખો અને અધોગતિના કાળ મૂખમાં ફસાયલી જ્ઞાતિને મુક્ત કરી જગતની બીજી સુધરેલીની પંક્તિમાં મૂકો, એ સર્વ પ્રમાણે વર્તવાની ઇચ્છા રાખનારે જ્ઞાન માર્ગના પુસ્તકો તેમજ દૈનિક કે માસિક પત્રો વાંચવાનો અભ્યાસ રાખો. જ્યારે મ્હારા ઉક્ત શબ્દોને અમલમાં મૂકાયેલા જોઇશ ત્યારેજ તમારા માનપત્રોને હું લાયક હોઉં એમ સમજી શકાય."

આત્મબળ એ કેવું અજીત શસ્ત્ર છે એ આપણે આ માળાના ત્રીજા મણકામાં વાંચી ગયા છીએ અને એ આત્મબળથી એ

માણસ પોતાથી વધુ સંખ્યાબંધ માણસને વિના તકલીફે કેવી રીતે જીતી શકે છે તે આપણા જ્ઞાતિ વીર ખેંગારે મુંબઈની ભાવનગરી પંચના આગેવાન પટેલો વચ્ચે ચાલતા યુદ્ધ સામે સત્યાગ્રહ આદરી સાબીત કરી આપ્યું છે. *

મુંબઈના ધન્ય દહાડાને ધન્ય ઘડી, પ્રભુ બક્ષીસ મંડળને હાથે ચઢી. શ્રી ગુજરાતિ મોચી જ્ઞાતિ સુધારક મંડળના ત્રીજા વર્ષ (૧૯૭૯)ની છેલ્લી મીટીંગ (જે તા--૨ ૩ને દિને નવા કાર્ય વાહકોની ચુંટણી માટે ખાસ ભરવામાં આવી હતી તે દિવસની મીટીંગમાં હાજર ગૃહસ્થોના માનભર્યા અત્યંત આગ્રહને માન આપી ઉક્ત

---

* સત્યાગ્રહના સંપૂર્ણ અહેવાલ માટે મોચી પત્રિકાના ખાસ વધારા વાંચો.

મંડળના કાયમના અધ્યક્ષ. (પ્રમુખ)નું પદ સ્વીકારી એમણે મંડળને આભારી કર્યું હતું.

વાંચક વૃંદ, સ્થળ સંકોચને લઇને હવે આગળ ન વધતાં ટુંકમાં કહીશકે, આપણા જ્ઞાતિ વીર ખેંગારભાઇ મોનજી બરતવાળાના જીવનમાંથી હંસ વૃત્તિ ધારણ કરી સત્ય વસ્તુને અમલમાં મૂકશો તો મ્હારી મહેનત સફળ સમજીશ. અને હું વિરમું છું ॐ શાંતિ !

લિ. પ્રકાશક.

અભ્યાસ અને મનન કરવા લાયક

## વેદાંત સાહિત્ય ગ્રંથમાળા.

મુમુક્ષુ જીજ્ઞાસુના હિતાર્થે, આત્મજ્ઞાનનો અપૂર્વ બોધિક, અનેક દ્રષ્ટાંત, પંચીકરણના કોષ્ટક સહિત સંસાર સાગરના નાવરૂપ, સાદી સરળ ભાષામાં પુસ્તકો છપાઈ બહાર પડશે.

**છપાય છે! છપાય છે!! છપાય છે!!!**

પુસ્તક પહેલું

# "વેદાંત પ્રક્રિયા"

ગદ્ય પદમાં (ટીકા સહિત)

માગસર માસમાં છપાઇ બહાર પડશે.

કિંમત વાર્ષિક ફાળે ૦ા= છુટક ૦-૮-૦

આઠ આના.

પુસ્તક બીજું

# "વેદાંત ભજનાર્થ"

પ્રાચિન મહાત્માઓની પ્રસાદી. ખાસ મનન કરવા લાયક અર્થ સહિત.

કિંમત વાર્ષિક ફાળે ૦ાા છુટક રૂા. ૧-૦-૦

## પુસ્તક ત્રીજું

# "સંત સાખી"

**મહાત્માઓની લગભગ બારસો સાખીનો સંગ્રહ**

વેદાંતનું રહસ્ય ખરેખર સમજવા લાયક હૃદયમાં સચોટ છાપ પાડનાર અતિ ઉત્તમ પુસ્તકો આપવામાં આવશે.

**કિંમત વાર્ષિક ફાળે ૦ા= છુટક ૦-૮-૦**

**આઠ આના.**

ચાલુ વર્ષમાં ત્રણ પુસ્તકો આપવામાં આવશે.

**તેની વાર્ષિક કિંમત રૂા. ૧ાા. પોસ્ટ જુદું**

પહેલું પુસ્તક માગશર માસમાં આપવામાં આવશે.

લખો:—રા. નાનજી સુરજણ ચાવડા.
ઠા૦ ધોબીતળાવની બીજી ગલી,
મુંબાઈ નં. ૨, જો.

# મનુષ્યનો સાચો ધર્મ

હજારો પ્રાણી જન્મે છે. હજારો લય થાય છે. તેવી આ અનિત્ય માયાનો વિનાશ અમુક છે ! એવા આ સંસારમાં પ્રભુની રચેલી ઘટમાળ નિયમીત ફર્યા કરે છે. એક બાજુ આનંદ તો બીજી બાજુ દુઃખ આવી રીતે દરેક પ્રાણી પોતપોતાના કર્મ બંધન પ્રમાણે આવી ચાલ્યાં જાય છે. ઇશ્વરની આ કેવી વિચિત્ર ઘટના છે ! કે જેનો કોઇ પાર નથી પામતું !

પ્રભુએ લાખો પ્રાણી પેદા કર્યા છે ! છતાં પણ મનુષ્ય પ્રાણીને શ્રેષ્ટ બુદ્ધી અને જ્ઞાન શા માટે આપ્યા હશે ? મનુષ્ય જન્મને ઉત્તમ શા માટે કહ્યો હશે ? આનો ઉત્તર એટલોજ મળે કે મનુષ્ય તરફ ઇશ્વરનો પક્ષપાત હશે અથવા તો દરેક પ્રાણી કરતા મનુષ્ય યોની શ્રેષ્ટ છે. એ

બતાવવા ખાતરજ મનુષ્યને બીજા પ્રાણી કરતા વિશેષ બુદ્ધિ અને જ્ઞાન આપ્યા હશે! આટલી ચર્ચા ઉપરથી સમજી શકાય છે કે મનુષ્ય જન્મ એ એક ઉંચ યોની છે, અને તે પ્રમાણમાં તેની ફરજ પણ અધિક છે.

પશુ યોની અજ્ઞાન અને પરતંત્ર દશામા છે. ત્યારે મનુષ્ય યોનીમાં બુધ્ધિ, જ્ઞાન વિશેષ છે, અને કર્મ કરવામાં સ્વતંત્ર છે. જેવા કર્મ કરવા ધારે તેવા કર્મ કરી તેવું ફળ મેળવી શકે છે. પ્રભુ તરફથી આટલો હક મળ્યા છતાં આજ આપણી દશા પશુ જેવી છે! નથી આ બાજુ કે નથી તે બાજુ અડધે રસ્તે અજ્ઞાન દશામાં પડી પૈસાના પુજારી બની સ્વાર્થ પાછળ અંધ થઇ પોતાના કર્તવ્યને ભૂલી આપણે જીવન વિતાવી રહ્યા છીએ એ આપણી મુર્ખાઇ જોઇ પ્રભુ હસતા નહિ હોય ?

આની સ્થિતિમાંથી ફેરવવાની ખાસ જરૂર છે કારણ કે આવો માનવ દેહ ફરી ફરી નહિ મળે માટે આ જન્મમાં જેટલા સારા કામો કર્યા કરવા હોય તે કરી લો પછી આપણો ભરોસો નથી. આજ તો આજ કાલ ન કરતા. જ્યારે જાગ્યા ત્યારથી સવાર સમજી આપણી મૂળ ફરજે લાગી જઈશું તોજ ધર્મ માર્ગ પહોંચશું.

આજ ધર્મનો અર્થ સંકુચીત્ત કરવામાં આવે છે કેટલાક લોકો અમુક સંપ્રદાયને ધર્મ કહે છે. અમુક લોક પાંચ માળા ફેરવી, આખો દહાડો સ્વાર્થમાંજ ગુલતાન રહેવું, એનેજ ધર્મ કહે છે. અમુક લોકો ધન, માન, કીર્તિ મેળવવા માટે ધર્મના નામે દાન પુન્ય કરે છે. અમુક પૈસા માટેજ પ્રભુને પ્રાર્થે છે. આ લોકો આટલામાંજ ધર્મને સમાવી દે છે પણ એ બધા માગ અજ્ઞાન બુદ્ધિથી ભરેલા છે. પણ સાચો ધર્મ તો નિષ્કામ સેવા કરવામાં છે. ખરી

ભક્તિ તો પ્રભુને વિના સ્વાર્થે પ્રાર્થ એમાં છે. સમાજની પોતાના સ્વાર્થ કરતા બીજાના સ્વાર્થની વધારે કાળજી રાખેછે. આવી વૃત્તિ પ્રમાણે ચાલી પોતાના કર્મો પ્રમાણે પોતાની ફરજે કરવી એનુ નામ ખરો ધર્મ છે. મનુષ્યનો ધર્મ વિશાળ છે. ખરી રીતે તો આત્માને કોઇપણ જાતના બંધનમાંથી છેડાવ માટે મનુષ્યે અથાગ પ્રયત્ન કરવાની જરૂર છે.

નથી આવો પૂકાર મોટા પુરૂષો કરી ગયા અને આજ કરી રહ્યા છે છતાં સાંભળે કોણ ?

સંસારના રૂઢી બંધનોમાં જકડાયલા આપણે આગળ પાછળનો કંઇપણ વિચાર કર્યા વિના અજ્ઞાનદશામાં, સંસારના ખોટા મોહપાશમાં આપણું ધર્મ શું ? કર્મ શું ? એ બધું ભૂલી બેઠા છીએ, એજ આપણી અધોગતિનું મૂળ છે. આ મૂળને છેદી આપણો મૂળ માર્ગ જે મનુષ્ય

જીવનને સાર્થક રૂપ થાય, તે માર્ગે ચાલવાનો પ્રયત્ન આજથીજ કરશું. કારણ કે આ માનવ દેહનો વિનાશ અચૂક છે ! આ બંધન એકદમ નજ છૂટી શકે. તે માટે તો ત્યાગ વૃત્તિની મુખ્ય જરૂર છે. આ બાબતો બહુ લાંબી છે. પરન્તુ આપણે મનુષ્ય જન્મ સાર્થક કરવા માગતા હોઇએ તો આજથીજ આટલો પ્રયત્ન જરૂર કરીએઃ–

દેહની શુદ્ધિ કરી આત્માને ઓળખવાના પ્રયત્ન કરવા જોઇએ. ધર્મ માર્ગના પુસ્તકોનું વાંચન તથા મનન કરવુ. મનોવિકાર તથા ઇંદ્રીઓના સ્વભાવને અંકુશમાં રાખવાના પ્રયત્નો ચાલુ રાખવા. અને આત્માના વિકાસ અર્થે જીવનમાં સત્યનું આચરણ કરવું. અહિંસક વૃત્તિનુ પાલન કરવું. નિષ્કામ વૃત્તિ કરી કર્મો કરવા. પરોપકારી ભાવના રાખી દુઃખીની દાઝ

ધરી પોતાથી બનતી સેવા કરવી. જન્મદાતા તથા આપણા પાલક ઇશ્વરની નિષ્કામ ભાવે પ્રાર્થના અથવા ભક્તિ કરવી. નિષ્કામ બુદ્ધિથી સદ્પાત્રે, અન્નદાન વિદ્યાદાન કરવું. આટલું કરવાની કાળજી રાખનાર મનુષ્ય પોતાનો માનવ દેહ સફળ કરે એમાં નવાઇ જેવું શું છે! આટલુ કરવું એ આજના દંભિક જમાનામાં બહુ વિટંબણા જેવુ, અને અશક્ય લાગતુ હશે. પરન્તુ તે કર્યા સિવાય મનુષ્ય પણાની યોગ્યતા કયાંથી મળે!

ધર્મને માર્ગ જનાર પણ આ વિકટ પંથે ચાલવાનુ છે! ત્યાં પોપી બાઇનું રાજ્ય નથી! ધર્મના માર્ગેજ નરની પૂરેપૂરી કસોટી થાય છે! ધર્મનો માર્ગ માળાના મણકા ફેરવે મળે એમ નથી. મુખમે રામઔર બગલમે છુરીથી

એ માર્ગે જવાય એમ નથી! તે માર્ગે જનારને રાજા હરિશ્ચંદ્ર જેવી ટેક ધારવી પડશે.

રાજા હરિશ્ચંદ્રે સત્ય ખાતર રાજ્યપાટ છોડયું, પુત્ર પરિવારને સત્ય ખાતર વેચ્યા અને આખરે સત્ય ખાતર ભંગીનું કામ કર્યું. પણ સત્યનો માર્ગ ન છોડયો. ધર્મની વાતો કરે ધર્મને માર્ગે નથી જવાતું. એતો ધર્મ ખાતર પ્રાણ પણ આપીશ, આવી ભાવના રાખનાર અને તેવુંજ વર્તન કરનારજ ખરા ધર્મને જાણી શકે છે.

# જીવણ ગોવિંદની કું.

દરેક જાતના કંટ્રી તથા વિલાયતી
ચામડા, તેમજ બુટ શુઝને
લગતા દરેક સામાનના વેપારી

વધુ ન લખતાં એક વખત કામ
પાડવાથી ખાત્રી થશે.

નળ બજાર, ઢબુસ્ટ્રીટ,

મુંબઇ,